# હોટલ કે આફત

અથવા

## મોંઘવારીનો ગજબ.

રૂકતી નહીં રૂકાતી નહીં કિશ્તીપર અગર આઇ,
આંધીકી તરહ આઇ તબીયત જીધર આઇ.

"અમત."

લખનાર,

એ. એમ. ખુમરી.

તે બહારે દુન્યા, અલબેલીનાર ઇત્યાદીનાં કર્તા.

ઠે નુરપુરા સ્ટ્રીટ સુરત.

કીમત ૦-૧-૩




દરેક હીંદ વાંસીઓ જેમના અંતઃકરણ પોતાના સ્વદેશ માટે તેની થઈ પડેલી કઢંગી શારીરીક હાલત અને નીર્ધનતા માટે બળે છે જેમના અંતઃકરણમાં હીંદની ઉન્નતી કયારે થશે એજ જેની ઇચ્છા છે તેઓને આ મારૂં લઘુ પુસ્તક અર્પણ કરૂં છું.

ખુમરી.



# હોટલ કે આફત.



## ગજલ.



અમારા દેશને માટે
અમે હોટલ ઉઘાડી છે.
અમારા દેશની કીર્તી
અમે તેથી વધારી છે.
અમે પ્રીતી વધારી છે.
અમે શૃષ્ટી સુધારી છે.
અમારા દેશની હાલત
અમે તેથી સુધારી છે.
અમો છયે સ્વાદના રસીયા

પછી હોટલ વિષે ફૂસીયા
ભલે તબીયત અને દૌલત
અમે હે તે ગુમાવી છે.
અમે હોટલમાં જઇને
જમ્યા છે પુણ હે ભાઇ
તમે જો પુછશો અમને
ખરેખર નર્ક છે ભાઇ
અમે હોટેલની ચીજો
ભરી છે પેટમાં ભારી
પીડા થઇ પેટમાં જ્યારે
પછી લાગી ગઇ ભારી
અમારા દેશની દૌલત
અમે ચાહથી ગુમાવી છે.
મોંઘવારી ચહના પાપે
અમે હે તે કરાવી છે.
અમારા દેશની હાલત
અમે તેથી બગાડી છે.
અમારી ધુળ ધાણી છે

## અમારી એ ખુવારી છે.

કહે ' ખુમરી ' બધુ સાચુ
નથી જુઠું જરી ભાઈ
સીખામણુ યાદ રાખી લ્યો
નહી સુખ ખેલવો ભાઈ

" ખુમરી "

* * * * * *

દીલમે એક દર્દ ઉઠા આંખોમેં આંસુ ભરઆયે.
બયઠે બયઠે હમે કયા જાનિયે કયા યાદ આયા.

* * * * * *

વહાલા વાંચક ત્હારા જેવા રસીક વાંચનાર સમક્ષ મારે આજે આપવીતી મુકવાનો પ્રસંગ આવી પુગ્યો છે.

યુરોપના ચોક્કસ ભાગોમાંજ જ્યારે ચાહ કોફીને મોટે ભાગે તજી દેવામાં આવી છે ત્યારે હીંદના ચારે ખુણામાં તેને અગ્રપદ સોંપવામાં આવી છે,

ચાહ પીવાનો સોખ ધનવાન કે નિર્ધન દરેકને એક સરખો લાગેલો છે.

હીંદમાં પહેલ વહેલી ચાહ ચીન દેશમાંથીજ આવવાની શરૂ થઇ હાલમાં નીલગીરી તથા બીજા સ્થળમાં પણ ચાહ મોટે ભાગે બનાવવામાં આવે છે.

ચાહ અને કોફી બન્ને કુદરતી ચીજ છે. અને તે બન્ને ઘણાજ દુર દેશોથી આપણા દેશમાં આવે છે ચાહ ચીનમાંથીજ આવે છે ત્યારે કોફી અરબસ્તાનમાંથી આવે છે.

આ બન્ને વસ્તુમાં ગુણ કીંવા અવગુણ કારી તત્વો એક બીજાને મલતા છે.

ચાહ અને કોફી શરીરમાં ગરમી અને જાગ્રતી લાવનારી સુસ્તીને દુર કરનારી હોય ડોક્ટર સાહેબોના તે અભીપ્રાયને આપણે માની લીધો વધારી લીધો અને તેટલા કારણેજ ચાહ અને કોફીબાઇની ગુલામી આપણે સ્વીકારી લીધી હોટલયા મીત્ર મંડલો સોખીન આઝાદ સાહેલીઓ રૂપસુંદરીઓની આજકાલ પ્રીયકર વસ્તુ પુછવા જશો તો ત્હેં ચાહ કે કોફી સીવાય બીજી એકે વસતુ નજરે પડશે નહીં ડોક્ટરોએ ચાહ અને કોફીના ગુણ દેખડાવવાનું ડહાપણ કર્યું પણ તે વસ્તુમાં અવગુણકારી તત્વો કેટલા છે ? જીંદગી અને દેશને પાયમાલી કરવામા તે કેટલી આગેવાન છે તે દેખડાવવાનુ તેઓ કેમ વીસરી ગયા.

આજે હોટલોમાં હોંસથી આનંદથી જઇ જીંદગી, પૈસો, અને ઇજ્જત ગુમાવવાનો પવન ફુંકાઇ રહ્યો છે હોટલો જાણે મુક્તિનો મારગ હોય તેમ બે ધડક છુટથી તેનો લાભ પાંચ વરસની કુમળી વયના બાળકોથી લઇ એંસી વરસના બુઢ્ઢાઓ સુધાંનલ્યે છે હોટલો તેમને મન ગમતી થઇ પડી છે.

હોટલમાં જવાને એબ જેવું કંઇ છેજ નહીં પૈસો ઉડાવવામાં નુકશાન જેવુ પણ કંઇજ નથી ચાર ફક્કડ મીત્રો મલ્યા કે હોટલમાં સવારી ચાલી પૈસાદારોને મીત્રો વગર માંગે મળી આવે છે આંખીમાં ૫૬નો તેમનો ગણગણાટ હંમેશા ચાલુજ રહ્યા કરે છે.

મીસતર હોટલમાં ચાલસો કે,
કેમ સાહેબ ચાહ પીવા ચાલશો કે.
કયું હઝરત ચાહ પીને ચલોંગે,

વાહરે વાહ એ પણ હોટલની ખુબી નહીં તો બીજુ શું હોટલમાં જવામાં નુકશાન કેટલા છે તે જાણવાને મારે શી જરૂર હોટલની વસ્તુઓ કેવા હાલી મવાલીઓના હાથે બને છે તે માટે મા ચિંતાજશી ચાહ બાઇનો ચડશ જેને લાગ્યો હોય કોરીબાઇનો સ્વા જીભે ચોટયો હોય ઘરની બહેણીની ખુશામત જેને ગમતી ન હો મીત્રો ખુશામત બાજો જેની પાછલ પડયા હોય તેના મનમાં ચા ચાહ અને ચાહ સીવાય બીજું હોયજ શું.

ચાહ ઉપરાંત હોટલોમાં અનેક બીજી વસ્તુઓ તૈયાર હોય છે એટલે આળસુ અને હરામ હાડકાના માણસો માટે હોટલ એક બાગે બેહીસ્ત જેવુ સ્થળ હોય પરંતુ તંદુરસ્ત માણસોને દુઃખી બનાવનારો રોગ તપાસી જોશો તો હોટલ છે.

હોટલ અનેક જાતના રોગી લોકોથી હમેશા ચીકાર હોય છે હજારો માણસો એકજ જાતના પ્યાલામાં ચાહ પીએ તેવા પ્યાલામાં આપણે પણ ચાહ પીએ તેમાં ન મળે ધર્મનો બાધ કે નમળે અભડછટ તે વખતે આપણી ચતુરાઇ જાણે ચુલામાં પેસી જાય છે.

એક વખતે મેં હોટલમાં ચાહ પી રહ્યો હતો તેવામાં પાસે બેઠેલા ગ્રહસ્થના પ્યાલામાં એક માંખી પડી જે બીચારીના પ્રાણનો ગરમા ગરમ ચાહ આગળ શો હીસાબ પડતાના સાથેજ તે મરણ પામી આ સાહેબનુ તે તરફ ધ્યાનજ નહીં હતુ હોટલના દોર દમામની મોઝમાં તેમનું ધીયાન હતુ મારાથી હવે રહેવાયુ નહીં મેં તેમને વખતસર ચેતવ્યા હતે નહીં તો જરૂર તેઓ માંખીને પેટ રૂપી દોઝ-કમાં હોમાંવી દેત.

અફસોસ હીંદની કેવી દુરદશા નમળે ધર્મનું ઠેકાણું નમળે જીવમાં દયાનું સ્થલ તેમ થવાનું મુખ્ય કારણ હોટલ અને બીજુ કારણ જીભનો સ્વાદ સંસારના બીજા કોઇ પણ સ્વાદ કરતાં, ચઢી-યાતો છે.

જીંદગી પાણીના રેલા સમાન વહી ચાલી, તંદુરસ્તીની પાયમાલી થઇ ગઇ શરીર સઘળું રોગી બની ગયું. યાદ શક્તિ બીલકુલ જતી રહી શરીરમાં શક્તિનું તો રોગી નામજ રહ્યું નહીં. મરદ મટી નામર્દી જેવું કલંક પાસે આવી ઉભું ચહેરાની ચમક આંખની તેજી. ગુમ થઇ ગઇ હીંમત થરાતન અને તંનદુરસ્તી રીસાઇ ગઇ. તે પણ હોટલમાં જવાનુંજ આ પરિણામ હતું. એમ કહેવાને જીભ ઉપડતીજ નહીં. થોડાજ દીવસમાં મારે એ વાત જાહેર કરવાની ફરજ પડી. કે જીભનો સવાદ અને હોટલમાં જવાનીજ તે મ્હોકાણ હતી.

બસ તે પછી હોટલને મેં છોડી દીધી, હોટલ લફંગા માંણુસો માટેજ સરજાયલી છે. હોટલ દાના માણુસોને દીવાના બનાવી નાંખનારૂ કારખાનું છે. બળવાન માણુસોને નિર્બળ બનાવનારૂં ધામ છે એટલે ખાકી ઇનસાને તેથી ચેતી ચાલવું જોઇએ

હોટલમાં જવાથી આબરૂ જાય છે.
તંદુરૂસ્તીનું લીલામ થાય છે.
અનિતિ વગરમાંગી મલી જાય છે.
જુગાર ત્યાંથીજ સરૂ થાય છે.
ચોરી કરવાનુ ત્યાંથીજ મન થય છે
પારકી પ્રેમદાઓ તરફ લક્ષ ખેંચાય છે.

હોટલની હલકી વસ્તુઓ નિર્દોષ પેટમાં ભરવાનુંજ એ પરિણામ છે ઘરની ગ્રહણીના હાથની બનાવેલી વસ્તુ ખાવાથી ભાગ્યેજ નુકસાન થાય છે ત્યારે હોટલની એકે વસ્તુ ફાયદો કરવાને નાલયક છે.

હીંદમાં હદ ઉપરાંતની મોંઘવારી વધી જવાનું કારણ શું દીવસે દીવસે હીંદને ભીખારી કરી નાંખનારા શત્રુઓ કોણ હીંદના આગલા રાહ રસમો રહેણી કરણી તપાસી જુઓ પુર્વની નિરોગી બળવાન પ્રજાના પ્રાકરમો હાલની હાલ હવાલ મોટે ભાગે અનિતિના મારગે ઘસડાઇ જનારી સુખ અને વૈભવને ખોટા ચડશે ચઢી જીંદગી સંસાર અને દેશને ખરાબીના ખડક સાથે અથડાવી મારનારી પ્રજાની પાયમાલીનું કારણ તપાસી જુઓ.

કારણ કારણ બીજુ કંઇજ નહીં હોટલ અને જીભનો સ્વાદ જે વસ્તુઓ આપણને ગેર લાભ કરનારી છે આપણા દેશને નીર્ધન બીખારી બનાવનારી છે તેના તરફ આપણે શા કારણે પ્રેમ રાખવો..

હોટલનો તિરસ્કાર,
ચાહ સાથે છુટા છેડા.
કોફી તરફ ધિક્કાર,
હોટલની વસ્તુઓ તરફ અભાવ.
બીડી તરફ ફીટકાર,

## દારૂને ખુદાની માર.

## તંબાકુ કોકેનને તિલાંજળી,

ઉપલી કલમો મન સાથે ગોખીલ્યો ઉઠો જાગ્રત થાવ દેશને નુકશાન કરનારી વસ્તુઓ દુર કરી સ્વદેશ ભક્તિમાં મનને પરોવી લ્યો

તંદુરસ્તી જેવા ખજાનાનાને જીભના સ્વાદ ખાતર ભોગ આપવાનું ડાહ્યા માણસોને કદી પણ ગમશે નહીં ત્યારે ડાહ્યા માણસોએ ખોટા ચડશે ચઢી ગયેલા પોતાના મીત્ર મંડલને સારી સારી શીખામણો આપી સુધારવાની ફરજ છે ઇશ્વર દેશનું રક્ષણ કરો.



ચાહ કોફી ઉપરાંત બીડી અને સીગારેટના પરિણામે પણ દેશ ઓછો પાયમાલ થતો નથી બીડી કીંવા સીગારેટની ચિંગારી સળગી ઉડે એવા પદાર્થમાં જઇ પડતા આગ લાગવાના સેંકડો દાખલા નોંધાઇ ચુકયા છે હજારો માણસો ઘરબાર વગરનાં થઈ ગયા છે તે ઉપરાંત જીંદગીને સડેલી કરી નાંખનારી પણ બીડી અને સીગરેટજ છે. બસ આજેજ તેને તજી ઘો.

દારૂ એ તો અમારા ગરીબડા દેશની ખાનાખરાબી કીધી છે ગરીબ થોડુ ભણેલા તેમજ ઉંચી કેલવણી લઇ ઇંગ્લાંડ જઇ ઉંચી ઉંચી ડીગ્રી પાસ કરી આવનારાના શ્રીમંતો તેમજ રજવાડા વિગેરે સર્વેના દીલ જીતી લેવામાં જો કોઇ એ પણ ફતેહ મેળવી હોય તો તે તુંજ છે. ખરેખર દારૂની ગુલામી કબુલ કરી લેનારા તરફ અમને તો દયા આવે છે.

આ કારણે દારૂને પસંદગી આપવામાં આવે છે તે અમે સમજી શકતા નથી.

હીંદમાંથી કરોડો મણ મસકો બનાવી પ્રદેશ મોકલવામાં આવે છે હજારો ડેરીઓ તેને માટે ખોલવામાં આવી છે હીંદની બતરીશ કરોડ પ્રજાના જીવન માટે જે દુધ સરજાયલું છે તે દુધનો મશકો બનાવી પ્રદેશ મોકલી આપનારાઓ દેશને કેટલો બધો નિર્બળ અને લાચાર બનાવે છે જે ખોરાક હીંદના માટે ઇશ્વરે પેદા કર્યો તેનો

રૂડી રીતે ઉપયોગ કરવાનું હીંદીઓને વીસારી બેઠેલા જોઇ ખરેખર અફ્સોસ થાય છે છેલ્લી મારી નમ્ર અરજ એ છે જે દેશને નુકસાન પુગાડનારી જે જે વસ્તુઓ આવે છે તેના તરફ ધીક્કાર બતાવી તેને તજી દો તમે આ પુસ્તક આજેજ વાંચ્યું તો પછી આજથીજ હોટલને છેલ્લી સલામ કરી લ્યો.



# ખુશ ખબર.

## જલદી ખરીદ કરો.

ઇસ્લામી ભાઈઓને માટે અતિ અગત્યનું ઘણુંજ સુંદર હમેશાં ચાલી શકે તેવું પંજતન પાકના બરકતી નામોને ગુંથણીમાં ગુંથાએલું

## સૈરીક કેલેન્ડર તથા હોટલ કે આફત.

મળવાના ઠેકાણાઃ—

બુકસેલર અબદુલગની હાજી મોહંમદ

હાજા પટેલની પોળ સામેઃ—**અમદાવાદ.**

**શા૦ મોહનલાલ જમનાદાસ**

ઠે. શાહપુર વસતા ગહેલજીની પોળ

કોટની રાંગેઃ—**અમદાવાદ.**

**એ૦ એમ૦ ખુમરી.**

નુરપુરા સ્ટ્રીટઃ-સુરત.

